રૂક્મિણી—જે વાત હવે ગોપબંધુને કહેવા યોગ્ય માની અને અમે તેથી અયોગ્ય ઠર્યા, હવે એથી વધારે પ્રતીતિ શી જોઇએ ? દેવ સુખી થાવ, વાતો કરો, અને બેસો. જો મેં અવિવેક કર્યો એમ લાગતુ હોય તો ક્ષમા કરશો. ( ण )

કૃષ્ણદેવ—પ્રિયા ! મિત્ર અને મહિલા એ બે શબ્દજ ભિન્ન છે, તો તેમની કૃતિ ભિન્ન કેમ ન હોય ! મારૂં આચરણ શાસ્ત્રસમત છે. જુઓ, ( ढ )

શ્લોક.

સાચા વયસ્ય નિકટે, સહુ વાત થાયે,
તેવી પ્રિયા નિકટ ના, કદિયે વદાયે;
એવુ અમે મુનિમુખે, સુણિયું સદાયે,
એ ન્યાયનીતિ નડતી, ન પ્રિયા ! મનાયે. ६

રૂક્મિણી—( ક્રોધાક્રાંત થઈ ચાલવા માંડેછે ) મહારાજ ! ત્યારે તેનેજ કહો અને ખત્તા ખાવ.

કૃષ્ણદેવ—( દેવીને ઉઠી અટકાવેછે ) પ્રિયા ! હાસ્યવિનોદ શ્રવણ કરી આમ રીસાઇ જવુ ઘટે નહિ.

શ્રીદામો—( દેવી ન સાંભળે તેમ ) દેવ ! મને કહેવા દ્યો; (પ્રકાશ) દેવિ ! તમે સાંભળેલી વાત તો હાસ્યવિનોદનીજ છે, તોયે તમે અસારમાંથી સારમારી યઇ દેવની થતી નિંદા અટકે એવો કઇ ઉપાય બતાવો તો અમે ગોવાળિયા તે ગોવાળિયાજ રહીશું અને અમારા મહારાજને પણ તેમજ કહીશું. ( ढा )

( ण ) રૂક્મિણી તેનુ વર્ણન કહી બતાવેછે જે વાત ઇ૦ ( ढ ) મહીલા-સ્ત્રી. કૃતિ—આચરણ અર્થાત્ તેમના પ્રતિ આચરણ શાસ્ત્રસમત—શાસ્ત્રે પ્રમાણ કરેલુ.

६ શ્લોક—વસંતતિલકા વયસ્ય-મિત્ર. એ ઇ૦—હે પ્રિયા ! એ ન્યાયની નીતિ અને નડતી હોય એમ મનતું નથી.

( ढा ) પ્રકાશ-સર્વે સાંભળે તેમ. અસારમાંથી—નિંદારૂપ અસાર અર્થમાંથી અથવા અમારી વાતચિત રૂપ અસાર—તુચ્છ—લક્ષ ન આપવા જેવા અર્થમાંથી અમારા મહારાજને ઇ૦—અર્થાત્ કૃષ્ણને પણ ગોવાળિયાજ કહીશું ! કેમકે નિંદા અટકા

**રૂકિમણી**—( સરોષ ) ગોપનંધુ ! મહારાજ તારી આજ્ઞા માનશે, કે તેમને કૃપાકટાક્ષ મેળવવા છે ! ( દા )

**શ્રીદામો**—તથાસ્તુ

**કૃષ્ણદેવ**—( શ્રીદામાને બોલતો અટકાવી ) એની સાથે એમ આચરવાથી શું ? ( ઢા )

**રૂકિમણી**—દેવ ત્યારે એને વારો કે મારી સાથે જીભાજોળી કરે નહિ ( એવે ત્યાં કનકમાલિકા પ્રવેશ કરે છે ).

**કનકમાલિકા**—( સહર્ષ ) દેવિ ! પકડી લાવી.

**રૂકિમણી**—( વિચારી ) હલા ! કોને ! ( ણા )

**કનકમાલિકા**—મણિચોર કહેનારને.

**રૂકિમણી**—સખિ ! એનો કંઇ ઉપયોગ નથી. આપણે નથી એ કાર્યને માટે યોગ્ય કે નથી દેવ જ ધાવવાના જશ; માટે તેને છોડી દે.

**કનકમાલિકા**—જેવી દેવીની આજ્ઞા. ( એમ કહી જાયછે ).

**કૃષ્ણદેવ**—( દેવી ન નિરખે તેમ વયસ્યને મુક્ત કરેલો જન જોવા સૂચવેછ ) ( પ્રકાશ ) દેવિ ! એમ અપરાધીને મુક્ત કરવો એ ઘટારત નથી. ( તા )

**રૂકિમણી**—દેવ જેની અયોગ્યમાં ઘટના કરે તેણે યોગ્ય થવુ કયાં ઘટારત છે ? ( થા )

**કૃષ્ણદેવ**—પતિ ગમે તેમ આચરે, કિન્તુ પ્રત્યેક પ્રિયાએ સ્વામિનું હિત વાચ્છવું એવી શાસ્ત્રાજ્ઞા છે.

---

વવાનો ઉપાય તમે બતાવ્યો તે તેમનાથી શોધી શકાશે નહિ માટે, ઉપાય નહિ બતાવો તો તમે પણ ગોત્ર જિયાની પત્ની તુલ્ય કહેવાશો એવો માર્મિક આક્ષેપ છે।

( દા ) સરોષ—રીસ સહિત ( શ્રીદામાનો આક્ષેપ સમજવાથી )

( ઢા ) કૃષ્ણનુ આ વાકય રૂકિમણીપ્રતિ છે

( ણા ) હલા—સખી ( જુઓ સા. ૬ ) " हलेतिसदृशींप्रेष्या"—" પોતાના સરખી દાસીને ' હલા ' એવુ સબોધન કરવુ."

( તા ) વયસ્યને—મિત્ર શ્રીદામાને ( થા ) ઘટના કરે—અર્થાત્ ગણના કરે—અયોગ્ય ન છતાં અયોગ્ય છે એમ ઘટાવે

શ્લોક.

ચંદ્રિકા પરભવવા, અભ્રે અબ્જિજ સદાય સંતાયે;
યુવતિ ! અવલોક તે, નિરખી શશિને ત્વરાવડે સાંધે. ૭

રૂકિમણી—દેવ ! શાસ્ત્રાજ્ઞા ખોટી નથી પણ જ્યારે રાહુ ચંદ્રને ઢાંકવા તૈયારજ હોય ત્યારે ચંદ્રિકાનું શું ચાલે ? ( શ )

શ્રીદામો—( સરોષ ) શું ત્યારે અમો રાહુ ! ઠયો રહ્યા અમારે ઘેર. સતાઓ ચંદ્ર અને વાટ જુઓ ચંદ્રિકા ( એમ કહી જવા માંડેછે ).

કૃષ્ણદેવ—વયસ્ય ! તું પણ આવાં રીસામણાં મનામણાં કરાવવા સજ થયો કે શું ?

શ્રીદામો—મહારાજ ! અમને કોણ મનાવે એવું છે કે અટકાવે એવું છે ? ગોપબંધુ તો હાંસરૂપ થયાછે; તે જો નહિ નીકળે તો નરેણી-વાળા નાપિતને બરકતાં ક્યાં બૂમ કે વાહાર થવાની છે ! ( એમ કહી ચાલ્યો જાયછે. )

---

૭ શ્લોક—ગીતિવૃત્ત ચંદ્રિકા ઇ૦—ચંદ્રિકા ( ચાંદરણું—ચંદ્રનો પ્રકાશ ) ને પત્ની કલ્પીને ચંદ્રને પતિ કલ્પે છે અને તે દૃષ્ટાંતદ્વારા શાસ્ત્રાજ્ઞા કહી બતાવેછે: ચંદ્રિકાનો પરાભવ કરવાને—તેને ઝાંખી પાડી દેવાને અબ્જિજ ( ચંદ્ર ) સદાય અભ્રે ( વાદળામાં ) સંતાઇ જાયછે; ( પણ તેથી રીસાઇને ચંદ્રિકા ચંદ્રનો ત્યાગ કરતી નથી. ત્યારે શું કરેછે ? ) હે યુવતિ ! તે અવલોકો ( જુઓ ); તે શશિને નિરખીને ત્વરાવડે તેને સાંધે–પકડેછે. ચંદ્ર વાદળામાંથી નીકળ્યો કે પાછી ચંદ્રિકા પ્રકાશમાન થઇને તેનું અનુસરણ કરેછે ! તેજ પ્રમાણે તમારે પણ મારાં આચરણ તરફ લક્ષ ન આપતાં મારૂં હિત માત્ર કરવું એજ તમારો ધર્મ છે. નીતિશાસ્ત્રમાં પણ કહેછે, કે—

" प्रीणाति यः सुचरितैः पितरं स पुत्रो
यद्भर्तुरेव हितमिच्छति तत्कलत्रम् ।
तन्मित्रमापदि सुखे च समक्रियं य-
देतत्त्रयं जगति पुण्यकृतो लभन्ते ॥ "

" પોતાનાં સારાં આચરણવડે જે પિતાને પ્રસન્ન કરેછે તેને પુત્ર કહેવો, અને જે પોતાના સ્વામીનુંજ હિત ઇચ્છે છે તેને સ્ત્રી કહેવી; તેમજ જે આપત્તિ અને સુખમાં સરખી રીતિએ વર્તેછે તેને મિત્ર કહેવો. એવાં પુત્ર, પત્ની, અને મિત્ર જગતમાં પુણ્યશાળીનેજ મળે છે. " ( શ ) રહુ—( શ્રીદામાને ઉદ્દેશીને આક્ષેપ ).

**રૂકિમણી**—દેવ આવા ગોવાળિયાથી કાર્ય કરી શ્રવા ધારે છે, કે જેને શું બોલવું અને શુ ન બોલવું તેનુ પણ ભાન નથી ! ઠીકજ છે, " ધણીને સઝયું હાંકણીમાં અને પાડોશીને સઝયું આરશીમાં " !

**કૃષ્ણદેવ**—પ્રિયા ! બીજી કથા પડી મુકી પકડાવ્યો'તો કોને, શા કાજે અને તેને મુક્ત કેમ કર્યો તે મને જણાવો તો ઠીક.

**રૂકિમણી**—જે જણાવ્યાથી કે જાણવાથી અર્થસિદ્ધિ નથી તે જણાવવામાં શો સાર ?

**કૃષ્ણદેવ**—પ્રિયા અને પર્જન્ય એક સ્વભાવનાં છે તે ખોટું ન થવા માટે. ( ઘા )

શ્લોક.

ન સારૂં નઠારૂં જુએ સ્થાન ક્યારે,
કરે વૃષ્ટિ મેઘો ઋતુકાળ જ્યારે;
પ્રિયા સ્વાર્થી માટે સદા એમ ધારે,
ન માને ધણી એવું એ ના વિચારે. ૬

**રૂકિમણી**—દેવ ! એ બોલવામા જે મર્મ છે તેમેં જાણ્યો તત્વાર્થ એજ કે સ્ત્રીઓએ વિચાર કર્યા વગરનું ગમે તેમ બોલવુ ! મહારાજ ! ગોપળ શુ શરદ્દકાળના સુખદ સમીર જેવા મળી આવ્યા છે તેવડે હુ તો સર્વે સારાં વનાજ માનુછું ! ( ના )

**કૃષ્ણદેવ**—પ્રિયા ! અન્ય કથા જવા દઇ વદો કે મુક્ત કોને કર્યો ? અને તેને પકડાવ્યા'તો કેમ ?

**નાગરિકા**—હા મારી સખીના વિનાનુ તો સમાધાન થયુ વળી સુખમા દુ ખ ગડે પણ કયા ? અને લગ્નસબ ધી Cરમાહગા લોકની વાતો સાભળે પણ કોણ ? ( વા )

**શ્રીદામો**—નાગરિકા ! તારા અને મારા મ ગધ સ્યમ તકની શોધ સ ગધે ઘણો ગાઢો થયેલો છે તેણે કરીનેજ હુ તને ગુસ વાત પૂછુછુ, તે તુ કહીશ કે નહિ ?

**નાગરિકા**—કગરે પૂન્ય, જે હશે તે ખરેખર કહીશ.

**શ્રીદામો**—મે સાભળ્યુ છે કે કૃતવર્મા, અક્રૂર આદિક જે સત્યભામા માટે સ્વામી તેના પિતાએ શોધી કાઢેલા છે તે તેને ગમતા નથી એ ખરૂ છે કે ખોટુ ?

**નાગરિકા**—અસ્વા એ વાત પૂછવાથી તને શો લાભ છે ?

**શ્રીદામો**—તારૂ અને મારૂ કાગ્જ થાય તેવુ છે માટે પૂછુછુ, કહીદે જે હોય ખરૂ તે

**નાગરિકા**—હા તે તેને નથી ગમતા, પણ પછી શુ ? ગાય અને કન્યાએ દોરે ત્યા જવુ પડે ! તુ કઇ નવુ જૂનુ કરછે ? ( શા )

**શ્રીદામો**—જો તારામા હિમ્મત હોય તો બેમાડી પાડીએ ચોકડુ. પછે થાય સત્યભામા પટરાણી અને તુ થઇ પણ તેની સખી જેણે કરી વધે તારો અને મારો ભાર !

---

બોલાવી ? એનો ઉત્તર મ્હેછે તુને ઈ અહીં કવિએ નાગરિકાના પ્રશ્નદ્વાગ **નર્મ** નામે પ્રતિમુખસધિના અગનો નિક્ષેપ કર્યો છે " परिहासवचानम "—" પરિહાસનુ વચન તે નર્મ ' સ્યમતકનો ચોર કોણ ? એ વચનથી બિદુ મૂકીને તેનો પ્રયત્ન સાથે સમાગમ કર્યો છે માટે એ **પ્રતિમુખસધિ** છે

( વા ) સત્યભામાનો કૃષ્ણને યોગ થવો એ વાત વચમા આવીરીને પ્રસગ આવ વાથી જતો રહ્યો હતો તે પાછો તેના લગ્નસબધી વાતથી સાભરી આવેછે માટે એ '**પરિસર્પ**' નામે પ્રતિમુખસધિનુ અગ છે પરિસર્પનુ લક્ષણ દશરૂપકમા કહુંછે,— " दृष्टनष्टानुसर्पण परिसर्प "

( શા ) નાગરિકા અને શ્રીદામાના સવાદમા **પ્રાસગિક** વસ્તુ અને **યત્ન** નામે કાર્યાવસ્થા વર્ણાય છે તે સ્પષ્ટ છે ( પ્રાસગિક વસ્તુ, યત્ન અને અવસ્થા વિષે પાછળ કહેલામા આવ્યુ છે )

મહ હદ્ધા થઇ તિદ્ધા અથ્થડાવઈ તિ વાટઇ ભુઙ્નઇ નથ નથ સત્તભમ્મઇ સયણુમ નથ ભુદ્નઇ ( એહવઇ સત્તભમ્મઇ સયણુઈ અનઇ દ્વિગતઇ આનઇ તિહિં દગ્શઈ છ૮ ) ( મા )

**હીમતી**—આહા ભુ ફુઇ મઇ ઇહિ તિહિ ભટદાનઇ પાદડી કિહિ અનઇ મઇ સઇ જળનઇ કિહિ ( ઇમ કોપ કરઇ બાપડુ સાઇ ખિચઇ ) હિહ ઉહ લપ્પાગુ કિદ છિદ ! ( મા )

**શ્રીદામો**—જાહકી જાહ જાહ મ દગ્ઠ જાહ ઓતઈ ગહ છૂટઈ સઇ ( અઇ કહ૮ મ દગ્ઇ પાનઇ ) ( ચા )

**નાગરિકા**—શ્રીદામા ! નારી તો નૌતમ ગળી દેખુ ! કૃષ્ણદેવને પણ આનીને આવાજ ગોપકન્યાઓ મળી હશે ! તને પણ એવુ બોલતા આવડેછે એ મેં આજજ જાણ્યુ ! હવે મને કેમ બોલાવી ? ( રા )

**શ્રીદામો**—નાગરિકા ! “ ખેતર ભલુ ચોવાડ અને ભામની ભલી કોબાડ ” કૃષ્ણદેવને જે ગોપકન્યાઓ મળી છે સા તો તારી સત્યભામા દાસીપત્ને પણ ઘટિત નથી. દેશ તજ્યો પણ દેશાચાલ ન તજ્યો તુ મે બનકવાનુ કારણ એ કે હવ તો સ્યગ તક ચોર મેણુ તે જણાયુકની ? ( લા )

**નાગરિકા**—હા મારી સખીના પિતાનું તો સમાધાન થયું વળી સુખમા દુખ રહે પણ કયા ? અને લગ્નસંબંધી દ્વારકામા લોકની વાતો સાંભળે પણ કોણ ? ( વા )

**શ્રીદામો**—નાગરિકા ! તારો અને મારો સંબંધ સ્યમંતકની શોધ સંબંધે ઘણો ગાઢો થયલો છે તેણે કરીનેજ તને ગુપ્ત વાત પૂછુછુ, તે તુ કહીશ કે નહિ ?

**નાગરિકા**—કગરે પૂછ્ય, જે હશે તે ખરેખર કહીશ

**શ્રીદામો**—મે સાંભળ્યુ છે કે કૃતવર્મા, અક્રૂર આદિક જે સત્યભામા માટે સ્વામી તેના પિતાએ શોધી મૂકેલા છે તે તેને ગમતા નથી એ ખરૂ છે કે ખોટુ ?

**નાગરિકા**—અત્યારે એ વાત પૂછવાથી તને શો લાભ છે ?

**શ્રીદામો**—તારૂ અને મારૂ કારજ થાય તેવુ છે માટે પૂછુછુ, કહીદે જે હોય ખરૂ તે

**નાગરિકા**—હા તે તેને નથી ગમતા, પણ પછી શુ ? ગાય અને કન્યાઓ દોરે ત્યા જવુ પડે ! તુ કંઇ નવુ જૂનું કરશે ? ( શા )

**શ્રીદામો**—જો તારામા હિમ્મત હોય તો તેમાની પાડીએ ચોક્કુ પછે થાય સત્યભામા પટરાણી અને તુ થઇ પણ તેના સખી જોજે ફરી વધે તારો અને મારો ભાવ !

---

બનાવી ? એનો ઉત્તર કરેછે તુને છીઃ અહીં કવિએ નાગરિકાના પ્રશ્નદ્વારા **નર્મ** નામે પ્રતિમુખસંધિના અંગનો નિરૂપ કર્યો છે ' परिहासवचानम — ' પરિહાસનુ વચન તે નર્મ સ્યમંતકનો ચોર કોણ ? એ વચનથી બિંદુ મૂકીને તેનો પ્રયત્ન સાથે સમાગમ કર્યો છે માટે એ **પ્રતિમુખસંધિ** છે

( વા ) સત્યભામાનો રૂપાને વાગ થશે એ વાત વચમા આહીરીનો પ્રસંગ આવવાથી તૂટતો રહ્યો હતો તે પછો તેના લગ્નસંબંધી વાતથી સાંભરી આવછે માટે એ ' **પરિસર્પ** ' નામે પ્રતિમુખસંધિનુ અંગ છે પરિસર્પનુ લક્ષણ દશરૂપકમા કર્યુંછે, " दृष्टनष्टानुसरण परिसर्प

( શા ) નાગરિકા અને શ્રીદામાના સંવાદમા **પ્રાસંગિક** વસ્તુ અને **ચંદન** નામે અર્થાવસ્થા વપરાય છે તે સ્પષ્ટ છે ( પ્રાસંગિક વસ્તુ યત્ન અને અવસ્થા વિરપાઠમાં કહેવામા આવ્યુ છે )

નાગરિકા—પણ એ વાત થાય કેમ ? ન માને સત્યભામા કે ન માને કૃષ્ણદેવ; અને વળી જો રૂક્મિણી દેવી કે સત્રાજીત્ જાણે તો થાય તારી અને મારી વેતરણ !

શ્રીદામો—સખિ ! દાવ આવવો એ તો કંઇ નક્કી નથી કે આવ-વાનો પણ નથી, તથાપિ પાસો નાખવામાં શું જાય તેવું છે ? જો વાગ્યો તો તીર નીકર ટપ્પો. તું છું નાગરિકા અને હું છું શ્રીદામો આપણો પાર કોણ પામે તેવું છે ? જેને મેં તને બોલાવવાનું કહેવા મોકલ્યું તું અને તેને એટલું અથડાવીને લાવ્યો'તો કે ફરીથી તારૂં ઘર પણ જુવે નહિ હાથ પગ જોડી બેશી રહેવાથી કંઇ પટરાણીની સખી કહેવાશે કે ? અમેય કંઈ હરણ કરી આણેલીના મુખના પાન થવાના છિયે ? માટે આપ્ય વચન અને પછી બાધિયે કેડ ! (પા)

નાગરિકા—લે આ મેં તો વચન આપ્યું પણ શી રીતે કારજ થશે તે મને સૂઝતું નથી "આખાની આશાએ અડધું ન ગુમાવીએ એવું થાય તોજ હું તો ઊભી રહું, નહિ તો નહિ બોલ્ય કેમ કરીએ તો ઘાટ બેસે !

શ્રીદામો—( કાનમાં ) જો તું એમ કરે તો હું આમ કરૂં. કહે એમાં તારૂં કે મારૂં કંઈ જાય તેવું છે ?

નાગરિકા—( સહર્ષ ) વાહ ગોપમધુ જુગતી તો ઠીક લડાવી ! ત્યારે આજજ હું કરીશ એમ અને તું કરજે તેમ. પણ અહવા ઊભો રહે, મારૂં જેમ વચન લીધું તેમ તારૂં વચન આપ્ય

શ્રીદામો—લે તારે મારૂં વચન ( એમ કહી વચન આપે છે ).

નાગરિકા—શ્રીદામા ! હવે હું જઉં છું. " જો શીખ ન આપતી ને પત્તર ફેડતું " એવું રખે કરતો. તારા પર પાછલી ગોપિકાઓની વાતો સાંભળીનેજ હું અવિશ્વાસવાળી થઇ રહું છું. સખા ! તું મને કહેલા લાગમાં પૂર્ણ સાવધ રહેજે. હવે હું જઉં છું અને તારા કહેવા પ્રમાણેની સર્વ યોજના કરૂં છું ( એમ કહી જાય છે )

શ્રીદામો—આહા ( હાથની ચપટી વગાડી ) કામ તો થયું ! ગોવાળિયાથી જો ગાય વશ ન થાય તો તે શાનો ગોવાળિયો ! વારૂ ચાલ્ય કૃષ્ણદેવને દેવીઓ જે મોન્ને પકડીને મોર ભર્યો છે તે સર્વે જણાવી દેઉં

(પા) હરણ કરી આણેલીના—અર્થાત્ રૂક્મિણીના.

અને મારા ઊઠયા પછે શું થયુ તે પણ જાણી લેઉં. ( એમ કહી જવા માંડે છે ).

( સિંહાસનારૂઢ કૃષ્ણદેવ પ્રવેશ કરેછે )

**કૃષ્ણદેવ**—( વિચારમા ગુંથાએલે વેશે ) પિયા પૂંઠે ગયા, અપમાન સહન કર્યું, તિરસ્કાર વેઠયા કિન્તુ તે એકની બે તજ થઇ. હવે તો શ્રીદામે શુ કર્યું તે જોવાનું છે કેમ હજી લગી ગોપબાહુ આવ્યો નહિ ? શું તેને દેવીએ ગોવાળિયો કહ્યો તેથી માઠુ તો નહિ લાગ્યુ હોય જો એમ હશે તો થોડી વાર વાટ જોયા પછી તેને બોલાવવા મોકલીશ ( સા )

( એવે વિચિન વેશે શ્રીદામો પ્રવેશ કરેછે )

**શ્રીદામો**—દેવનો જય જયકાર થાવ. કહાનજી કૃપા તો છેની ? ચ દ્રિકા હોય તો ચેતવજો એટલે રાહુ રૂપધારી બનુ ! ( દા )

**કૃષ્ણદેવ**—રાહુનુ રૂપ ધર્યાથી પણુ કીર્તિરૂપી અર્થની આશિ તુ સ્વીકારી બેઠો છે !

**શ્રીદામો**—મહારાજ તે શા ?

**કૃષ્ણદેવ**—પર્વ થઇ-પૂજા ગ્રહણ કરવાની. ( કિ )

**શ્રીદામો**—મહારાજ આભડછેટરૂપ ટળવાની અપકીર્તિ કેમ નહિ. ( રિ )

**કૃષ્ણદેવ**—વારુ બીજી કર્મકૂટ જવા દઇ કહે કે દેવીએ મુક્ત કરેલો માણસ કોણ હતો અને તેને શાકાજે પકડયો હતો ?

**શ્રીદામો**—વયસ્ય ! ધૂળ ની બેન રાખોડી ! (એમ કહી હસેછે ) ( ગિ )

---

( સા ) અહીંથી નવો પ્રવેશ શરૂ થાયછે સિંહાસનારૂઢ—સિંહાસન ઉપર બેઠેલા અહીં કૃષ્ણના વિચારદ્વારા **વિતર્ક** નામે ભાવ વર્ણવ્યો છે

( દા ) અર્થાત્ રૂકિમણી હોય તો કહેજો કે વિચાર કરીને વાતચિત કરૂ ।

( કિ ) રાહુ ચન્દ્રને ગ્રહણ કરે તે ગ્રહણનુ પર્વ કહેવાય છે તુ પણ રાહુ થવા થી ગ્રહણના પર્વરૂપ થઇ લોકોની પૂજા ગ્રહણ કરીશ મતલબ કે રૂકિમણી ભોગે તને રાહુ માને પણ માર કાર્ય તુ કરીશ તેથી હુ તારા પર પ્રસન્ન થઇશ.

( રિ ) ગ્રહણ વખતે લોકો આભડછેટ કાઢી નાખે છે માટે હુ જો રાહુ થાઉ તો મને પણ આભડછેટની પેઠે રૂકિમણી કાં ન કાઢી નાખે ?

( ગિ ) અર્થાત્ તેમનુ પકડવુ એ ધૂળ જેવુ નાકામુ છે અને તમારી તે વિષે જીજ્ઞાસા એ પણ રાખોડી જેવી અર્થ વિનાની છે.

કૃષ્ણદેવ—અલ્યા ! એમ કેમ ?

શ્રીદામો—નાટકી લોક નાટક કરતા હતા તેને દેરીની સખીએ પકડી આણ્યા ! જ્યા એવું જણાયુ એટલે મે પણ તેને જતા કર્યા !

કૃષ્ણદેવ—(સરોષ) શુ અલ્યા ! મે મણિ ચોર્યો એવુ નાટક કરતા'તા અને તેં તેને જવા દીધા ? એ કેટલા ગજબની વાત ! (સખેદ) ગોપબંધુ ! મારે પણ જુગતે જોડું ઠીક જ મળી આવ્યુ છ !

શ્લોક.

મળી માની પ્રિયા, પતિવચન માને નવ કદા,
કરી મૈત્રી ક્રિયા, અહિત હિત જાણે મન સદા;
બળી બાધા જાગી, જગત જશ નાઠો સરવદા,

કૃષ્ણદેવ—શ્રીદામા ! જે રુકમણીના કહેવા પરથી સમજાય છે કે મધ્યાહ્નકાળ થયો, માટે હવે મારે મધ્યાન્હસંધ્યાદિ કર્મ કરવા ઊઠવું જોઇએ તું પણ જા, નિર્ણય કરશે સમયે આવજે જોજે ભૂલી જતો ! (એમ કહી ઉભય જણ ભિન્ન ભિન્ન માર્ગ ગમન કરે છે)

(શોચ કરતી રુક્મિણી કનકમાલિકાસહ પ્રવેશ કરે છે)

રુક્મિણી—હના કનકમાલિકે ! વાઘને વકારી, સાપને છછેડી, વામા સાથે વેર કરી જેમ સુખની આશા ગોઠવી ગણાય, તેવું કૃત્ય મારાથી થઇ ગયું છે અરે પ્રભુ ! રીસમાં મને કંઇ પણ સૂઝયું નહિ શિવ શિવ ! હવે હું શું કરૂ. ગમે તે થાવ પણ માર શું એને પગે લાગું ? ના ના એમ તો કયારે પણ નજ કરાય, જે થવાનું હશે તે થશે (એમ બોલી નિશ્વાસ નાખે છે) (જિ)

કનકમાલિકા—બેન ! એવું કયું કષ્ટ આવી પડયું છે કે જેથી સખીજી પણ અણગમાહિતીમાં છે ! ન કરાય એવું હોય તો દૂષણ દુઃખ ન કરાય, તો પણ સખી જનને કહેવાથી મનની શાંતિ તો થાય પ્યારી (ક્ષિ)

રુક્મિણી—હવે કહેવાથી શું ? થયું તે કંઇ ના થયું થવાનું છે ? તોય પણ મનના ઉભરા ઓછા થવા હું તને કહું છું જો સાંભળ્ય પોતાને તું પંડી લાવી તે સમયે મારે અને સાર્વભૌમને વિખવાદ મચી રહ્યો તો શ્રીદામો જે એમનો વાંતરી છે અને જેને વ્રજમાંથી અહીં બોલાવ્યો છે તે દેવને લાગેનું કનક લુંમવાના ટોટામાં બોઠી શીખનગી કરતો તો મારાથી તે ખમાયું નહિ અને મે દેવને તથા એને ઠઠકાર્યો એ સુણી ગોપ તહીંથી ઊઠી રીસાઇ ગયો ! (ત્ર)

---

(આકાશમાં) જુઓ, સૂર્ય ઘણો પ્રકાશનો છે અને તેનો પ્રતાપ પૂરેપૂરો પ્રભુ સરખો (તમારા સરખો) છે પ્રતીપાલકાર પ્રભાકરે ઈ૦—પ્રભાકરે (સૂર્યે) આપની પ્રભા (કાંતિ) દીઠી નથી (ત્યાં સુધી અમને તે પરિતાપાદિ કષ્ટ કરે છે) માટે હે હરે ! તમારી મીઠી દૃષ્ટિથી (અહીં પધારીને) અમારા કષ્ટ હરો

(જિ) શ્રીદામાનો રુક્મિણીએ તિરસ્કાર કર્યો તેથી તે હવે કાંઇ નવું જૂનું કરશે એ સબંધી રુક્મિણી શોક કરે છે હના ઇ૦

(ક્ષિ) સખી જન પણ અણગમહિતીમાં છે—હું પણ જાણતી નથી !

(ત્રિ) પોતાને—પોતાના ગરિગોર કહેનારને. વિખવાદ—વાણીની લડાઇ બોલવામાં બોઠી—સત્યભામાને પરણવાથી એ કંઇક લુભાઇ જશે એવી.

**કનકમાલિકા**—ઓહો ! બાઇ એમા તે આવડુ શુ ગભરાઈ ગયા છો, તમને પણ કાગનો વાઘ કરતા આવડે દેખુ ! એના તે શા ભાગ છે ? જો દેવને એકલો મીણો ગમ્યો છે તો તમો હુ તથા પદ્મનાભ બે જણા ક્યા નથી ગમતા ? એ તે શુ કરવાનો છે ? ( ટિ )

**રૂકિમણી**—હા કનકમાલિકા ! એ ખરેખાત સત્રાજિત્‌ની સુતા સાથે આર્યપુત્રનુ ચોકઠુ બેસાડી દેશે ! એણે મનમા એવાજ ગમ કર્યા છે ! ( ઠિ )

**કનકમાલિકા**—ઓહો ! એમા તે આવ્યા બધા ગોગોઠા શાના ? સત્રાજિત્‌ની સુતા તો કૃતવર્મા સાથે બે દિવસમાજ પરણવાની છે

**રૂકિમણી**—સખિ ! પણ બે દિવસમા તો ગોપ બધુ આર્યપુત્રને ચાર બાયડીઓ પરણાવી દે તેવો છે મને લાગે છે કે તેણે કઇક ખટપટ એટલામા તો કર્યું હશે હું કનકમાલિકે ! જેમ સાપના પગ સાપજ જાણે તેમ એની કઇ વાત સહાય જાણવામા આવનાર નથી

**કનકમાલિકા**—દેવિ ! એમ ડરોછો શેણે ? મને કઇ કામ સોપી જુઓ અને પછે એ ગોવાળિયાને જેટલો વખાણવો હોય તેટલો વખાણો !

**રૂકિમણી**—સખિ ! તારો તો મને પૂરપૂરો ભરૂસો છે પણ એ દેવ પાસેથી ઉઠી ગયો ત્યાર પછે એણે શુ કર્યું તે વિષે કઇ જાણવામા આવે એવુ જો તુ કરે તો તો હુ મારાં સર્વ કારજ ર્ક્યા સમજુ

**કનકમાલિકા**—દેવિ ! ત્યારે હું એને ઘેર જઈ ખબર કાઢી લાવુ છુ એ મુઓ કપટી છે પણ એની બાયડી ભોળી અને ભલી છે તેને કહેતા હો તો અહીં તેડતી આવુ

**રૂકિમણી**—તેડતી આવજે પણ જોજે હો, એ આપણી કઈ ભોળી વાત તાણી જાય નહિ ( દિ )

---

( ટિ ) કાગનો વાઘ—નાની વાતને મોટી કરી બનાવવી

( ઠિ ) અહીં સત્યભામા સાથે કૃષ્ણ પરણવાના છે એ વાત ઉઘાડી કરી છે માટે ઉદ્ભેદ નામે મુખસંધિનુ અગ છે ( જુઓ દ૨ાર૫ ) ' उद्भेदो गूढभेदनम् "—ગૂઢ અર્થનો પ્રકાશ કરવો તે ઉદ્ભેદ અગ.

( દિ ) તાણી જાય નહિ—જાણી જાય નહિ.

કનકમાલિકા—ના રે ના, એના તે ભાર શા છે કે મારી વાત• માથી કદા કાઢી જાય ! હું " મગનું નામ મરીએ " કહું એવી નથી. ( એમ કહી જાયછે ).

રૂક્મિણી—( પોતે પોતાની મેળે વિચાર કરે છે ) ગોપળધુએ જે કંઈ કર્યું હશે તો તે કનકમાલિકા કાઢી લાવશે. મે પણ ધાટ તો ઠીક ગોઠવ્યો દેખું કનકમાલિકા મને મદત તો કરત પણ આ તો ગોપળધુ ઉપર બે દાણા વધવાને એકે પગે થઈ રહેશે. જે મેં સતાઈ ન્હી આર્યપુત્ર અને ગોપળધુની વાત ન સાભળી હોત તો તો ખરેખાત શ્રીદામો ગોકડું બેસાડી દેત, પણ હવે તો એ વાતના છેટાસેતો ! કેમ વાર કનકમાલિકાને બહુ વાર લાગી ! એ કંઇ બીજે કામે તો જાય તેવી નથી તેમ વાર પણ કરે એવી નથી ! !

( એવે કનકમાલિકા તથા હીમતી પ્રવેશ કરે છે ).

કનકમાલિકા—દેવિ ! ગોપળધુને અહીં રહેવા દેવો એ દૂધ પાઇને સાપ ઉછેરવા જેવુંજ છે. બાઇ તમે ભાખું એવું મન વર્ત્યું. ( હીમતી ન સાંભળે તેમ ) આને પૂજનાં કંઈ શીદામે ખટપટ કરી હોય એવું જણાય છે. પણ કંઇ સાર સમજાતો નથી. જ્યારે મને માથાકૂટ કરતાં નજ સમ• જાયું ત્યારે હું તમારી કને એને તેડી લાવી.

રૂક્મિણી—હલા હીમને ! આવ્ય અહીં બેશ.

**કનકમાલિકા**—હીમતી ! તને હે હીમતે કહીને હું તો બોલાવીશ; ( નિ )

**હીમતી**—ઉહ્ ઉંહ્, ઇમ કહઇ તિંહિ મઇ ઇહઇ નવિ રહઇ. ( પિ )

**કનકમાલિકા**—હીમતે ! હીમતે ! ( એમ બે વાર કહેછે ).

**હીમતી**—જાહ જાદકી છોરી જાહ, મિ ઘંરઇ જવ્વઇ. ( એમ કહી ચાલી જાય છે ). ( ફિ )

**રૂકિમણી**—' સુવ્વણુસજ્જઇ જવઇ. ' એવું જે હીમતીએ કહ્યું તે પરથી એમ લાગે છે કે સુવર્ણસરોજિકામાં જવાનો બેત હોય. ' ઉલઇ અવઇ,' એટલે ઓલી આવી. એ સર્વનો વિચાર કરતાં તત્વાર્થ એ સમજાયછે કે સુવર્ણસરોજિકામાં ગમે તેનો પણ મેળાપ થવાનો છે. વાહ વાહ તેં પણ વાત ઠીક કઢાવી દેખું. હવે તો તું સુવર્ણસરોજિકામાં જા અને જો જાણવા જેવી વાત હોય તો કોઈ પણ ન જાણે તેમ જણાવ્ય એટલે પછે આગળ શું કરવું તે કરીએ. તું જા ત્યાં અને હું દેવને મળી એમના મનનો જો કંઇ પાર પમાય તો પામી લઉં. ( એવી ગોઠવણ કરી બંને જાય જાય છે ).

## પ્રથમાંક સમાપ્ત. ( વિ )

( નિ ) હીમતીને કાઢી મૂકવાનો કનકમાલિકા ઉપાય કરેછે. હીમતી ઇ૦

( પિ ) ઊંહ્ ઊંહ્, એમ કહીશ તો હું અહીં નહિ રહું.

( ફિ ) જા જા કે છોડી જા, હું ઘેર જાઉંછું. ( વિ ) અંક વિષે પાછળ કહેવામાં આવ્યું છે. વિશેષમાં—

" अतनिष्क्रांतनिखिलपात्रोंक इति कीर्तितः "

" છેવટે બધાં પાત્ર રંગભૂમિ ઉપરથી નીકળી જવાં જોઇએ," તે પ્રમાણે અહીં રૂકિમણી અને કનકમાલિકા જાયછે. આવતા અંક સંબંધી અહીં કંઈ સૂચન નથી માટે અંકાસ્ય કે અંકમુખ વિષે કંઈ કહેવામાં આવ્યું નથી. આ અંકમાં એક દિવસમાં બનેલા વૃત્તાંતનો દેખાવ છે. નાટયશાસ્ત્રમાં તે વિષે કહેછે કે—

" एकाहाचरितैकार्थमित्यमासन्ननायकम्।
पात्रैस्त्रिचतुरैरंकं तेषामंतेस्य निर्गमः " ( દશ ૩૦ )

" એક દિવસનું વૃત્તાંત, એકજ અર્થવાળું, નાયક પાસે હોય તેવું, અને ત્રણ કે ચાર પાત્રના પ્રવેશવાળું, તથા છેવટે તેમના નિર્ગમવાળું ઇતિવૃત્ત તે અંક કહેવાય. " આ અંકમાં પણ બધું તેજ પ્રમાણે છે. કોઇ પ્રવેશ ત્રણ પાત્ર કરતાં વધારે પાત્રોવાળો નથી. આ અંકમાં બધાં મળીને સાત પાત્ર યોજવામાં આવ્યાંછે, એ વાંચનારના લક્ષમાં આવ્યુંજ હશે.

## અંક ૨ જો.

( હરતે વીણાસહ બ્રહ્મકુમાર પ્રવેશ કરે ) ( અ )

**નારદ**—( વિચાર કરતે વેશે ) ઓહો ! ક્યાં કારાગૃહમાં જન્મ, ક્યાં ગોકુલવ્રજાદિ ગ્રામમાં વૃદ્ધિ ગત થવું, ક્યાં મધુપુરનો ત્યાગ, અને ક્યાં વિશ્વકર્માનિર્મિત કાચનપુરીમાં નિવાસ ! અવિનાશી !! ગતિ અગાધ છે ! અરે હું તે બ્રહ્મસદનમાં, પુરંદરાલયે વા વૈકુંઠધામમાં છું ! આહા ! ( આમ તેમ નિહાળી ) શી આ શોભા ! જે એક ચિંતામણિ અથવા સ્પર્શમણિ જગતીના જનને પ્રાપ્ત થવો કઠિન, તે !! પંક્તિએ પંક્તિએ મારી પ્રતિમાને ગ્રહણ કરી રહેલી જણાય છે ! અરે ( આશ્ચર્ય પામ્યા જેવે વેશે ) ભૂલ્યો ! કૃષ્ણઅંતપુરે જવાનો આ પથ નોય ! ( એમ કહી બીજે માર્ગે જાય છે ) ના, ના, આ પણ નથી ( વિચારવાળે વેશે ) શું હું નારદ કે જેને ત્રિલોકીનું અટન તે તૃણ માત્ર તેને દ્વારકામાં અને તેમાં પણ અવિનાશીના અંતપુર માર્ગે આમ વિભ્રમ થવો આ ઉચિત નથી ત્યારે કેમ કરવું ? હા ઠીક, લાવ્ય ધરી જોઉં ધ્યાન ( ધ્યાનીને વશે ) ચાર્વરિત આજ પથે પ્રયાણ ઉચિત છે ( આગેથી જોઇને ) અરે ! આ ઇંદ્રઅંતપુરપાલક અહીં ક્યાંથી ? !! ના નોય, આ તો જયવિજય છે ! અરે એ પણ નોય ! ત્યારે આ કોણ ? ( એવે અંતપુરપાલક પાસે આવી વદન કરે છે ) ( આ )

---

( અ ) બ્રહ્મકુમાર—નારદ નાયકના ધર્મસહાયમાનું આ પાત્ર છે તે વિષે દશરૂપમાં કહેછે કે—

" ऋत्विक्पुरोहितौ धर्मे तपस्वि ब्रह्मवादिन "

અર્થ— નાયકના ધર્મસહાયકમાં ઋત્વિક્ પુરોહિત અને બ્રહ્મવાદી એવા પાત્ર આવુંવા નાર બ્રહ્મવાદી છે તથા નાયકને સત્યભામા પરણાવી આપવામાં સહાય કરશે માટે સાહાય્ય છે

( આ ) કારાગૃહમાં—કેદખાનામાં ( મથુરા નગરીમાં ) વૃદ્ધિગત થવું—મોટા થવું મધુપુરનો—મથુરાનો વિશ્વકર્મા નિર્મિત-વિશ્વકર્માએ બનાવેલી કાચનપુરી દ્વારકા. બ્રહ્મસદનમાં—સત્ય લોકમાં પુરંદરાલયે—ઇંદ્રના રથ નગર જગતીના—પૃથ્વીના. મારી પ્રતિમાને ઇ—( અર્થાત્ તેમાં મારા પ્રતિબિંબ પડે છે ) કૃષ્ણઅંતપુ—કૃષ્ણના અંતપુરમાં પથ—માર્ગ અટન—ભ્રમણ. વિભ્રમ—ભ્રાંતિ—ગભરાટ ચાર્વરિત ( ચારુ

અંતઃપુરપાલક—( સવિનય ) ત્રિજા દેવથી આગમ વિદિત કરૂં ? અથવા બ્રહ્મર્ષિને કંઈ પણ અટકાવ હોયજ નહિ ( ઇ )

નારદ—( સઆશ્ચર્ય ) સાધુ સાધુ ! અહો વત્સ ! શું તું વૈકુંઠમાંજ આવેલો છુંને ! તારૂં નામાભિધાન જય કે વિજય વા કોઈ અન્ય ? ( ઈ )

અંતઃપુરપાલક—( સવિનય ) બ્રહ્મર્ષિ ! આ વૈકુંઠ જેવા દ્વારિકાપુરમાં આપનું આગમન થયું છે, ત્યાં જય વા વિજય અંતઃપુરપાલક નહોય ! અથવા કે તો તે અભિગ્રહસાર રહેવું ઉચિત ધારે છે ( ઉ )

નારદ—( સાનંદપણે ) ધન્ય ! કૃષ્ણ અંતઃપુરપાલક ધન્ય ! જા મારૂં આગમન દેવને વિદિત કર

અંતઃપુરપાલક—( બે હસ્ત જોડી નમન કરી ) જેવી બ્રહ્મર્ષિની આજ્ઞા ( એમ કહી જાય છે )

( નારદ જાય ને કૃષ્ણ તથા શીદામો પ્રવેશ કરેછે)

---

અગ્નિ )—ઠીક છે પ્રમાણ— મિત ઇ અંતઃપુરપાલક—ઇ અંતઃપુરના રખવાળ ( કંચુકી ) જયવિજય—વૈકુંઠના જય અને વિજય નામના બે દ્વારપાળ અહીં નારદે કૃષ્ણના અંતઃપુરપાલકને ભ્રાંતિથી જયવિજય ધાર્યા છે માટે **ભ્રાંતિઅલંકાર** તે ભ્રાંતિનો નિરાસ કરેછે માટે **અપન્હુતિ અલંકાર** નારદ એ દિવ્યપાત્ર છે માટે તેની સંસ્કૃતમય બાષાને **ભારતીવૃત્તિ** વર્ણીછે ભારતીવૃત્તિ માટે કહેવામાં આવ્યું છે કે " भारतीसंस्कृतप्रायोवाग्व्यापारोनराश्रय '—' પુરુષપાત્રને મોઢે બોલાવેલી સંસ્કૃતમય વાણી તે ભારતીવૃત્તિ કહેવાય છે ' " શું તું નારદ કે જેને ત્રિલોકીનું ચરનને તૂ માત્ર ઇત્યાદિ વચનોવડે ગર્વ નામે નાટ્યાલંકાર પણ વર્ણ્યો છે " गर्वोभिमानचागर्व " એવું તેનું લક્ષણ છે

**કૃષ્ણદેવ**—નવસ્ય ! કેમ તારે ધારને સમય સર્વ તૈયારી થઇકની ? (ऊ)

**શ્રીદામો**—દેવ ! વિઘ્ન ન આવે તો

( એવે અંત પુરપાળક પ્રવેશ કરેછે )

**અંતઃપુરપાલક**—( નમન કરી ) જય જય દેવશ્રીનો જય જયકાર હો. (હાથ જોડી) મહાનાજ પ્રદ્યુમ્નકુમાર દ્વાર ઉભા છે દેવની શી આજ્ઞા

**કૃષ્ણદેવ**—અંત પુરપાળક ! એમને અંતગય ના ? જાનિજય શી કથા તો જાણીતી છે ને ! ( ऋ )

**અંતઃપુરપાલક**—( નમન કરી ) દેવશ્રી ! પ્રદ્યુમ્નકુમારની ઇચ્છાનુ અનુવર્તન કર્યું છે, ( ऋ )

**કૃષ્ણદેવ**—વારુ ત્યારે અંદર પધારો

**શ્રીદામો**—( સખે ) કાકો નહેતા નીકળી જાય તેમ કરજો ( ऌ )

**કૃષ્ણદેવ**—અરે અંતર્ગત જાણનાર બ્રહ્મર્ષિ માટે કંઇ અનુ મો લીશ મા ( ऌ )

( એવે એક દસ્તે વીણા વગાડતા તથા બીજે હસ્ત કુતને ફેરવતા નારદ પ્રવેશ કરેછે ) ( ए )

---

( ऊ ) તૈયારી—( સુવર્ણસરોજિકા નામે વાગમા જવાની ) ( ऋ ) જય વિજયની કથા —" વૈકુંઠમા એક વાર સનકાદિક મુનિઓ આ યા હતા તેમને જય અને વિજય દ્વારપાળે ખાળ્યા હતા તે ઉપરથી મુનિઓએ કુપિત થઇને તેમને શાપ આપ્યો હતો કે તમે અસુર થઇને અવતરશો " એ વાતનુ દ્વા રપાળને સૂચન કર છે પૂર્વવૃત્તાતનુ કથન સૂચવ્યુ છે માટે **આખ્યાન** નામે નાટ્યાલંકાર ( દ૦ રૂ૦ )

( ऋ ) પ્રદ્યુમ્નકુમારની ઇચ્છા પ્રમાણે હુ વર્ત્યા છુ—તેમણે કહ્યુ જે માર આ ભિન વિતિ કરો ત્યાર મે તેમ કર્યુ છે એટલે એમને ખોટુ લાગવાનુ કારણ નથી ( ऌ ) સખે—( જતા વચમા અંતરાય આવે તેથી )

( ऌ ) અંતર્ગત જાણનાર—મનમાની વાતને પોતાની શક્તિથી જાણી લેનાર. અર્થાત્ તુ એવુ ધારીશ તો તે પનુ મુનિ જાણી જશે માટે કાઇ એવુ ધારીશ નહિ ' અંતર્ગત જાણનાર ' એ વિશેષણ શ્રીદામાને સાવધ રહેવાના અભિપ્રાયથી મૂક્યુ છે માટે **પરિકરાલંકાર**

( ए ) કુતને—નારદની ઉપર

**કૃષ્ણદેવ**—( નિરખી પ્રણામપૂર્વક ) મહર્ષિ ! આજ મને પાવન કર્યો ! આપ જેવાના આશ્રયવડે હુ આ સર્વ સુખ ભોગવુછું ( ઇત્યાદિ મધુર વચન વદ્યા પૂઠે અર્ધપાદ્ય ફૂલ ફલાદિક અર્પી મુનિસન્મુખ હસ્ત જોડી ઊભા રહેછે ). બ્રહ્મનંદન ! શી આજ્ઞા છે ? ( ઐ )

**નારદ**—હે અવિગત ! હે અજર ! હે અમર ! હે અવિનાશી ! આપને શું અવગત નથી ? તથાપિ હુ જે કાર્યવશાત્ આવ્યોછું તેવડે દેવને વિદિત કરવા ઉચિત છે. સાભળો: ( વીણા વગાડી શ્લોક બોલછે ) ( ઓ )

શ્લોક.

યાતુધાને અતિશે ગરક સુર કર્યા, કષ્ટમાહી મુરારિ,
જાતુષે વહ્નિ જેવા નરકઅસુર છે, સષ્ટકષ્ટે વિહારી;
કાતું કે એ કટારી ફરક નવ જરી, નષ્ટ પુણ્યે વિચારી,—
ધા તું જા તું હવે તો ધરક હૃદય છે, દષ્ટ કષ્ટે સુરારિ. ૧

( ઐ ) બ્રહ્મનંદન !—બ્રહ્માના પુત્ર—નારદ.

( ઓ ) અવિગત—સર્વમા અન્વય રૂપે વ્યાપી રહેલા ! અજર—જીર્ણ ન થાઓ એવા. અવગત—જાણેલુ—ખબર. કાર્યવશાત્— કોઇક કાર્યને લીધે. તેવડે—તે કાર્યવડે. વિદિત—જાણીતા.

૧ શ્લોક—સગ્ધરા યાતુધાને ઇ૦—હે મુરારિ ! ( મુર નામે દૈત્યને મારનારા ! ) ( યાતુધાને ( રાક્ષસોએ ) સુરને કષ્ટમા અતિશય ગરક કર્યા છે, તથા જેમ જાતુષે ( લાખના બનાવેલા ઘરમા ) વહ્નિ ( અગ્નિ ) હોય તેવો સૃષ્ટકષ્ટે ( સૃષ્ટિને કષ્ટ આપવામાં ) વિહારી ( ફરનારો ) નરક નામે અસુર ( નરકાસુર ) છે એ અસુર કાતું ( છરી ) કે કટારી ( રૂપ ) છે એમાં જરી ફરક નથી, હવે એ નષ્ટ પુણ્ય ( જેનુ પુણ્ય નાશ પામ્યુ છે એવો ) થયોછે એમ વિચારીને તુ ધા ( દેવતાઓની વાહારે દોડ ) અને તું જા ( નરકાસુરનો ક્ષય કરવાને ) કેમકે દષ્ટ કષ્ટે ( આસુરિથી થતુ કષ્ટ જોયુ જાયુછે એવી સ્થિતિમા ) સુરારિ ( ઇદ્ર ) નુ હૃદય ધરક છે—ધડકેછે—ફફડેછે ! આ શ્લોકમા દેવના શોકનો પ્રલાપ છે માટે **આક્રંદ**, દેવના કાર્ય માટે કૃષ્ણનો આશ્રય માગ્યોછે માટે **આશ્રય**, 'જાતુષે વહ્નિ' ઇ૦ **ઉપમાથી** તથા 'કાતુ - એ કટારી' ઇ૦ **રૂપકથી** અસુરો નાશ કરવાને પાત્ર છે એમ હેતુનો ઉપન્યાસ કર્યો છે, માટે **ઉપપત્તિ**, અને 'ધા તુ જા તુ' વગેરે ઉત્સાહભંગી ભાષાથી કૃષ્ણની દેવકાર્ય કરવામા યોજના કરીછે માટે **પ્રોત્સાહન** નામે નાટ્યાલકાર વાપર્યાછે ( લક્ષણો માટે દર્પણ કે સા. દ. જોવું ) આ છંદના પ્રત્યેક ચરણમા ચાર જગ્યાએ પ્રાસ છે માટે **પદાંતાનુપ્રાસ** ચિત્રકાવ્યાલંકાર

કૃષ્ણદેવ—પદ્મયોનિજ! પ્રારબ્ધ અન્યથા કેમ થાય કે સુખદુઃખાદિનો નિર્મિત કાળ શી રીતે મિથ્યા કરાય? (ઔ)

શ્લોક.

જે જે પ્રારબ્ધે લખી આણિયાં છે,
તે તે મિથ્યા ના બને જાણિયાં છે;
કાળે તો આ વિશ્વ સર્વે રમાડયું,
વાળે ટાળે કોણ? એવું ભમાડયું. ૧

નારદ—(સખેદ) શિવ શિવ! માયાનિર્લેપ પણ માયામાં લેપાયા! સોળસહસ્ર રાજકન્યા એ કષ્ટજન્યાજ રહેવાની! તેમ તેની ઘટિકા ધન્યા, એ પણ કયાં! કૃષ્ણદેવ! એમાંનું અમારે કંઈ પણ લેવા દેવા નથી. સહસ્રાક્ષીએ મોકલેલો સંદેશો, અને તેનું સુંદરશ્યામનિકટ નિવેદન, એટલુંજ કાર્ય કરવાનું છે! (क)

કૃષ્ણદેવ—બ્રહ્મર્ષે! શક્રસૂચના મારે શિરસામાન્ય છે. મારા પ્રણામપૂર્વક તેમને કહેજો કે હું એજ ઉદ્યોગમાં છું. (ख)

---

(ઔ) કૃષ્ણનું ચિત્ત સુવર્ણસરોજિકામાં ભરાયું છે તેમાં આ વિઘ્ન આવ્યું છે તેને ટાળવાને તે ઉડાવનારો ઉત્તર આપે છેઃ પદ્મયોનિજ ઈ૦. પદ્મયોનિજ—બ્રહ્મદેવના પુત્ર! અન્યથા—બીજે પ્રકારે. અર્થાત્ દેવના પ્રારબ્ધમાં અસુરનું કષ્ટ સહન કરવાનું હશે તેમાં હું શું કરું?

૨ શ્લોક—શાલિની છંદ. વાળે ઇ૦—કાળે આ વિશ્વને એવું ભમાડયું છે કે તેમાંથી તેને પાછું કોણ વાળે અને એ ભ્રમણને કોણ ટાળે (અટકાવે) એમ છે?

(क) માયાનિર્લેપ—માયાથી નહિ લેપાયલા (કૃષ્ણ). સોળસહસ્ર રાજકન્યા—(નરકાસુરે યજ્ઞ કરવાને એકઠી કરી કેદમાં પૂરી હતી તે). કષ્ટજન્યા—કષ્ટ ભોગવવાને માટે ઉત્પન્ન થયેલી. તેમ ઈ૦—તેમ તેમની ઘડી ધન્ય (તેમને સુખ પ્રાપ્ત થવાથી) થાય એવું પણ કયાંથી? એમાંનુ ઇ૦—(રખેને તમે એમ ધારતા કે એમાંની એક બે કન્યા અમારે જોઇતી હશે માટે આટલો પ્રયાસ કરિયે છિયે!) સહસ્રાક્ષી—હજાર નેત્રવાળો—ઈંદ્ર. સુંદરશ્યામ—કૃષ્ણ. નિકટ—પાસે. નિવેદન—જણાવવું.

(ख) શક્રસૂચના—ઇંદ્રની સૂચના. શિરસામાન્ય—માથાસાટે કબૂલ કરવા જેવી. એજ ઉદ્યોગમાં છું—તમે જેવી સોળહજાર સ્ત્રીઓ નરકાસુરને ત્યાંથી છોડાવી

**નારદ**—( ઊભા થઈ ) કૃષ્ણદેવ ! સુખી રહો, હુ હવે ગમન કરૂછુ

**શ્રીદામો**—મહારાજ ! એક મારૂ કામ કરશો ?

**નારદ**—( સ્મિતપૂર્વક ) ગોવાળ ધુ ! તારૂ કાય જો હુ ન કરૂ તો રૂકિમણી જેવી મારી દશા ન થાય ! બોલ બોલ શુ કાર્ય કરાવે છે ?

**શ્રીદામો**—( સવિસ્મય ) મહારાજ ! એ શુ હુ કઇ સમજ્યો નહિ મહારાજ આપણે ના ભોળેભાવે ગણાયા ! તમે અને તમારા મર્મ. પણ કહો મહારાજ મને મુ માગ્યુ આપશો ? ( ग )

**નારદ**—( શ્રીદામાનો હાથ ઝાલી ) હા, તુ જે યાચીશ તે હુ આપીશ.

**શ્રીદામો**—મહારાજ તમે માધવનુ મન મનાવો છો એ ખરી વાત ?

**નારદ**—હા, તેમા તારે શુ ?

**શ્રીદામો**—મારે શુ તે એજ કે જો તમે માધવનુ મન રોજ મનાવો છો તો એક દિવસ મારૂ મન મનાવો કે મારૂ મન બનો, એટલુજ મારે માગવુ છે !

---

અને વગાડવા ઇચ્છોછો તેવાજ પ્રકારના એકને એક સ્ત્રીને પ્રાપ્ત કરવાના ઉદ્યોગમા હુ છુ અથવા સત્યભામા પરિણય થયા પછી તેને માટે પારિજાત લેવા આવવાના પ્રસગમા એ સર્વ બને એવુ હોવાથી હુ તે ઉદ્યોગમા છુ અહી કવિએ ઘણા અર્થનો ટુકામા સમાવેશ કર્યોછે માટે **ઓજ** નામે ગુણ વર્ણવ્યો છે ઓજનુ લક્ષણ ચન્દ્રાલોકમા લખે છે કે—

" ओज स्यात्प्रौढिरर्थस्य सक्षेपो याति भूयस "

" અતિ મોટા અર્થનો ટુકામા સમાવેશ કરવા રૂપ જે પ્રૌઢી તેને ઓજ ગુણ કહેછે " વળી થોડા અક્ષરોમા વર્ણન કર્યુછે માટ **અક્ષરમહતિ** નામે નાટ્ય લક્ષણનો પણ ઉપક્ષેપ કર્યોછે "

( ग ) મહારાજ ! ઇ૦—" રુક્મિણી જેવી દશા તે શુ ? એ હુ કાઇ સમજ્યો નહિ " આ ગોપની શકાદ્વારા નારદનુ ત્રિકાળદર્શિત્વ બતાવીને કવિએ નારદની દિવ્ય પાત્રતા સિદ્ધ કરી છે જો નારદને દિવ્ય પાત્ર ન ગણે તો સત્યભામાના પરિણય વખતે તેમનુ સ્મરણમાત્રમા આવવુ સભવે નહિ. હવે જે ગોપ નારદ પાસે વરદાન માગી લેશે તે પણ ઓજ અર્થનુ બીજ સમજવુ તમે ઇ૦—તમે જાણો અને તમારા મર્મ જાણે **સમાસોક્તિ** અને **લોકોક્તિ** અલકાર.

**કૃષ્ણદેવ**—અરવા ! એમા તે શું માગ્યુ ? ન માગી વ્રજની લીના કે ન માગી તારી પ્રથમ હતી તેવી મતિ ! વારૂ ઠીકજ છે તુ જાણે અને તારા નારદમુનિ જાણે !

**નારદ**—શ્રીદામા, માયાના આવરણમા આવવુ અને અવનિને કષ્ટ દેવુ, એ જો અવિનાશીને રૂચે છે તો તારે પણ તે કહે તેવુજ માગવુ જોઇએ !

**શ્રીદામો**—નારદ મહારાજ ! તમારે જો આપવુ હોય તો આપો, નીકર " તારૂ ગયુ તેલ ને મારો ગયો ખેલ !

**નારદ**—જા આપ્યુ ! સર્વે સુખી રહો ( એટલુ બોની વીણા વગાડતા સ્વર્ગ પ્રતિ ગમન કરે છે )

**શ્રીદામો**—કહાનજી ! હવે આંનો આપડે જવાની વેળા થઇ છે હો

**કૃષ્ણદેવ**—ચાલ્ય સખા મ રી સાથે હુ પણ રાજ્યચિન્હવર્જિત થઇ આવુ ( એમ કહી બન્ને જણ જાય છે )

( વિચાર કરતે વેશે રૂકિમણી પ્રવેશ કરે છે )

**રૂકિમણી**—કનકમાલિકાને સુવર્ણસરોજિનીમા શોધ કરવા મોકલી તે ત્યાની ત્યાજ રહી ગોપવધુએ એને પણ ગોથુ ખવડાવ્યુ કે શુ ? જો એમ ન હોય તો આટલી બધી વાર કેમ લાગે ! અરે પણ મારે એવો વિચાર શા કાજે કરવો ? કનકમાલિકા કોઇ પણ વિષમ માર્ગ કામા આગસ કરે તેવી નથી કે કોઇ વિલાસની લોભાય તેવી નથી જો એ ન હોત તો ગોપબધુની કઇ પણ વાત મારા જાણવામા આવત નહિ ( એવા એના અનેક તર્કવિતર્ક અધર પર અગુંલિ મૂકી કર્યા કરે છે એવામા દોડતી કનકમાલિકા આવે છે ) ( ઘ )

**કનકમાલિકા**—દેવિ ! હીગતીની વાત સર્વે સાચી હોય એમ લાગે છે સુવર્ણસરોજિકામા સત્રાજિતસુતાને લઇ નારદિકા જે તરી

(ઘ) અધર—નીચલો ઓઠ અગુંલિ—આંગળી ઓઠ ઉપર આંગળી મૂકીને એ અનુભવદ્વારા વિતર્ક નામે ભાવ વર્ણવ્યો છે અહીં કૃષ્ણનુ સત્યભામા ઉપરનુ અનુરાગબીજ કાઇક અપ્રકાશ વર્ણવ્યુ છે અને હવે કનકમાલિકાના પ્રવેશમા તે કાઇ પ્રકાશ વર્ણવશે માટે એ પ્રતિમુખ સધિ સમજવો

કૃષ્ણદેવ—( સરોષ ) દેવ ! શાસ્ત્ર સમ્મતિ તો એવી છે કે સ્ત્રીના મહિયરના સબંધીને પણ પતિ જો શત્રુ ગણે તો તેને પત્નીએ તેવો ગણવો ( ૮ )

શ્લોક.

પત્નીકેરો ધરો હાયે, વા'લો પીઅરનો સગો,
પતિ શત્રુ ગણે તેને, માનવો તેહમાં દગો ૩

રૂક્મિણી—મહારાજ ! હુ એજ માર્ગે જનારી છુ, રૂક્મિની કથા લક્ષમા લેશો એટલે ખરૂ ખોટુ જણાશે જો તમે કહેતા હો તો હુ ગોપવધુને પગે લાગી તેડી લાવુ ! હુ જાણુ છુ કે એના વિના દેવને ચેન પડશે નહિ ! ( એમ કહી જવા માંડે છે ) ( ૯ )

કૃષ્ણદેવ—દેવિ ! એ એની મેળેજ આવશે; એ ગોવાળિયાને તમે દેવા તેડવા જાવ તે ઘટે ? ( એમ કહી હસ્ત ઝાલી મંદિરમા પ્રવેશ કરેછે )

રૂક્મિણી—( સિંહાસન પર દેવને બેસારી ) મહારાજ ! બીજી વાતો જવા દેઇ હુ પૂછુ તેનો ઉત્તર આપવા કૃપા કરશો

કૃષ્ણદેવ—દેવિ ! તમારાથી ગુપ્ત રાખવા જેવુ કંઇજ નથી !

રૂક્મિણી—મહારાજ ! એટલુ બધુ ન્હેશો મા પણ પૂછુ તેનોજ પાધરો ઉત્તર આપશો એને તમે કહોછો તેના કરતા પણ હુ સર્વ વાત અધિક ગાતી લખીશ કહો જોઇએ, આજ રાજ્યચિન્હ તજી કા વિધાનનો વિચાર હતો ? કિરીટ તજી ફેટા બાંધ્યા છે શાર્ઙ્ગાદિ આયુધ અને કૌસ્તુભાદિ મણિ કે જેના વિના મે દેવને ક્દી પણ દીઠા નથી તો આજ એ સર્વ તજવા જેવુ શુ કાર્ય ધાર્યું છે ? ( ૧૦ )

---

( ૮ ) સરોષ—( પોતાના કાર્યસાધકને કાઢી મૂક્યા તેથી ) સ્ત્રીના ઇ૦—અર્થાત્ જો સાસરાના સબંધીને સ્વામી પ્રિય ગણે તો તેને પ્રિય ગણવો—પછી તે કદી પોતાનો શત્રુ હોય તોપણ **અર્થાપત્તિ** નામે નાટ્યલક્ષણ

૩ શ્લોક—અનુષ્ટુપ રુક્મિણીને ઉપદેશ કર્યો છે, માટે **ઉપદેશન્** નામે અંગ

( ૯ ) એજ માર્ગે જનારી—એ શાસ્ત્રવચનને અનુસરનારી રૂક્મિની કથા—રુક્મિ મારો ભાઇ હતો તથાપિ મે તેને તમારે અર્થે તજી દીધો હતો.

( ૧૦ ) અહીં રૂક્મિણીએ પ્રાર્થનાયુક્ત વચનાથી પોતાની ઇષ્ટવસ્તુનો શોધ

કૃષ્ણદેવ—પ્રિયા! તારી પાસે આવવુ એમા એ સર્વની આવશ્યકતા હોય ?

રૂક્મિણી—પણ આવે વેશે મને કોઇ વાર મળ્યા હો એવુ કેમ સાભરતુ નથી ?

કૃષ્ણદેવ—( આગળીના વેઢા ગણી ) જો કલાણી કનાણી વાર હુ આમજ આવ્યો'તો

( એવ કચુકી તથા પદ્મપ્રભા મોટેથી બોલતા સાભળી બ ને જણ કાન દે છે )

કચુકી—પદ્મપ્રભે ! મને ઉગ્રસેન મહારાજે આજ્ઞા કરી છે કે કૃષ્ણદેવ જયા હોય ત્યાથી તેમને સત્વર બોલાવી લાવ્ય તુ મને મહારાજનો મેળાપ કરાવતી નથી એ ઠીક નહિ ( ઢ )

પદ્મપ્રભા—પણ મહારાજ અહીં છેજ કયા ? એ તો શ્રીરામા સાથે સુવર્ણસરોજિનામા ગયા છે ( ણ )

કચુકી—મ ! દ્વારપાળકે અહીં આવ્યાના સમાચાર કહ્યા છે અને તુ જૂઠુ કેમ બોલે છે ? જો દેવ ન હોય તો દેવીને પણ મારી વાત જઈ વિદિત કર્ય

પદ્મપ્રભા—એમ કદી બનાતુ નથી

કચુકી—( મોટેથી ) ત્યારે હુ પાછો જઇ સર્વ બિનાથી ઉગ્રસેન મહારાજને જાણીતા કરૂછુ (એમ કહી જવા માડે છે એટલે ત્યા કૃષ્ણદેવ તથા રૂક્મણી દેવી ઉતાવળે તો દેખા દેઇ પાછા બોલાવે છે )

કૃષ્ણદેવ—કચુકી ! ઉગ્રસેન મહારાજ મને કેમ બોલાવે છે ?

---

આ જે બો છે માટે પ્રૃચ્છા નામે નાટયાનકાર વર્ણવ્યો છે ફિરી —સુકર શાર્ઙ્ગિ—શાર્ઙ્ગ ધનુષ્ય વ રે

( ઢ ) રૂક્મિણી પાસેથી નાશી ગએલા શ્રી રામાએ કૃષ્ણને પ્રપચથી બોલાવી લેવા માટે કચુકીને એમ સમજાવ્યુ હતુ કે ઉગ્રસેન મહારાજ શ્રીકૃષ્ણને તત્કાળ બોલાવે છે અને તે રૂક્મિણીના પ્રાસાદમા છે માટે જા તેમને તેડી લાવ આ ઉપરથી કચુકી તથા પદ્મપ્રભાની વાતચિત ચાલે છે

( ણ ) પદ્મપ્રભાના કહેવાથી કૃષ્ણ સુવર્ણસરોજિનીમા જવાના હતા એ વાત રૂક્મિણી જાણી જાય છે માટે બીજાનુ કાઇક ઉદ્ઘાટન થવાથી આતસુખસધિ વર્ણાય છે એમ સૂચવ્યુ છે

શ્રીદામો—મહારાજે મને આ કાર્ય માટે કેટલો બધો આગ્રહ કર્યો હતો તે જો સાભન્તુ• હોય તો તો તમે કદી મને આમ દોષિત ગણો નહિ પણ મહારાજ હમણાં માના અદજ વાકા છે તેમાં તમે શુ કરો ?

કૃષ્ણદેવ—સારૂ હવે ચાહય ગે પણ એક અર્થ થાય તો એ કાઇ ના સિદ્ધી વાત નથી ( એમ વાતો કરતા કરતા બને જણ સુવર્ણસરોજિકા નિકટ જઇ પહોચે છે )

શ્રીદામો—મહારાજ જુઓ પેનુ ટોળું તમને જોઇ બોલતુ બંધ પડીગયુ ( વ )

કૃષ્ણદેવ—એવુ જોઇ કે સાભળી મારૂ મન પ્રસન્ન થાય નહિ

શ્રીદામો—મહારાજ ! સુવર્ણસરોજિકાની રચના અને તેના કુસુમ એ દૈવી છે

કૃષ્ણદેવ—હા એમજ છે

શ્રીદામો—વયસ્ય ! આ સહકારને વલ્લી કેવી વીંટી વળી છે ( મ )

કૃષ્ણદેવ—સખા ! એવીજ વીંટાયની વલ્લિકાનો તેં વિયોગ કરાવ્યો ! ( મ )

શ્રીદામો—( આગળીવડે બતાવી ) મહારાજ ! આ અશોકને જોઈ શોક થાય ખરો ? ( અશોકથી અનગી બાજુ બતાવી ) હવે આમ આપણે થોડુંક જઇશુ એટલે કાનાકાન સાભળવામા આવશે ( ય )

કૃષ્ણદેવ—( અશોક ભણી જોતા ચકિત થઇ ) સખા ! આ અશોક શું જો અને પેલા અશોક હુ જોઉ ! ( ર )

---

( વ ) સુવર્ણસરોજિકામા નાગરિકા નામે સત્યભામાની સખી સાથે સકેત કરી મૂકયા પ્રમાણે તે બન્ને જણીઓ આવી છે તેને અકસ્માત્ કૃષ્ણને દેખાડ અનુરાગ બીજ ઉત્પન્ન કરવુ છે, એ આશાથી શ્રીદામો કૃષ્ણને આમ તેમ ફેરવે છે

( મ ) સહકાર—આંબો વલ્લી—વેલ. ( મ ) વલ્લિકા—વેલી (રૂક્મિણીરૂપી)

( ય ) અશોકને—આસોપાલવના વૃક્ષને.

( ર ) આ અશોક—અશોકવૃક્ષ પેલા અશોક—( તે તરફ ઊભી સત્યભામા તથા નાગરિકારૂપી ) અહીં સત્યભામાને જોવાથી કૃષ્ણની રતિ સબધી ચેષ્ટા વર્ણવી છે માટે પ્રતિમુખસધિનુ વિલાસ નામે અગ વર્ણવ્યુ છે.

**શ્રીદામો**—૨ ! હવે તમને થોડુ થોડુ સભળાતુ હશે અને દેખાતુ હશે કે મણિચોર કહેનાર કેના કેના માણસો છે ? ( લ )

**કૃષ્ણદેવ**—સખા ! એ વાત પડી મૂકય અને કહે કે પેલા બે કોણ હશે ?

**શ્રીદામો**—દેવ ! સાભળો એક તો કૃતવર્મા અને બીજા અક્રૂર કે જે તમારા, તેજ તમને મણિચોર કહે છે.

**કૃષ્ણદેવ**—શ્રીદામા ! એક મુગ્ધા અને બીજી પ્રૌઢા હોય એમ દેખાય છે તુ એમને ઓળખે છે ?

**શ્રીદામો**—વયસ્ય સાભળો, આ કૃતવર્માનો શબ્દ

**કૃષ્ણદેવ**—તુ જ સાભળ્ય, અમે તો અશોકને જોઇ સશોક થવા નથી ઇચ્છતા !

**શ્રીદામો**—( કૃષ્ણને ઝાલી રાખી ) હા હા મહારાજ ! એને મરાય નહિ, ઠીક થયુ કે તમે શસ્ત્રાસ્ત્ર મૂકી આવ્યા ! હોય, જગત્ તો ગમે તેમ બોલે ! ( વ )

**કૃષ્ણદેવ**—( સરોષ ) અરે શ્રીદામા ! આ શુ ? કોણ કોને મારે છે અને તુ કે તે બોલાછો તે સાભળેછે પણ કોણ ? આવી બાળચેષ્ટા જવાદે

**શ્રીદામો**—( કાન દઇ ) વયસ્ય ! સાભળો સાભળો !

**કૃષ્ણદેવ**—( ગોપનો હસ્ત ઝાલી ) શ્રીદામા ! તુ મને જે કાર્યં માટે અહીં લાવ્યો છે તે મારૂ સર્વ કાર્યં થયુ ! મે સાભળ્યુ કે મને માગ સમાજ મણિચોર કહેછે, હુ તેમને માટે ઉચિત કરીશ, પણ વયસ્ય ! અધુના તો અવલોકના યોગ્ય વસ્તુને અવલોકવા દે ( શ )

**શ્રીદામો**—( સઆશ્ચર્ય )મહારાજ એવુ અહીં જોવાજેવુ શુ છે

---

( લ ) શ્રીદામો જાણે સ ધળામા પોર તરફ લક્ષ ન આપતો હોય અને મણિચોર કહેનાર કોણ, તે કૃષ્ણને સભળાવવાનુજ તેનુ મુખ્ય કામ હોય તેવી ચેષ્ટા ઘણી વાર સુધી કરેછે

( વ ) જાણે ત્યા કૃતવર્મા હોય તે કૃષ્ણને મણિચોર કહેતો હોય તે સાભળીને કૃષ્ણ તેને મારવા જતા હોય, અને બધુ ખરેખર બનેજ છે એમ શ્રીદામો માનતો હોય તેવો ઢોગ શ્રીદામો કરી બતાવે છે

( શ ) અધુના—હમણા અવલોકના યોગ્ય—જેવા લાયક

કૃષ્ણદેવ—સખા પશ્ય પશ્ય ( ઘ ).

શ્લોક.

રાધા બાધાહારક, યુવતી યૌવનવતી શચી જેવી,
કમળ અલૌકિક આ તો, કાન્તિ શાન્તિદ વયસ્ય ! કહુ કેવી ! ૪

શ્રીદામો—( નજર કરી ) કહાનજી, રૂક્મિણી જેવુ તો ક્યાંથી લાવે ? એવા તો ચોરાશીલાખ ચૌગયા જોતા જોતા આવ્યા

કૃષ્ણદેવ—સખા ! રૂક્મણી તે તો રૂક્મિણીજ છે, પરંતુ ચોરાશી લાખ તો શુ, પણ ચારે ખુંટ પૃથ્વીમા આના જેવી અન્ય જોની તેના તો છેડાજ જો, જો ! ( ચ )

શ્લોક.

અમલ કમલ જેવી, જુવતી તો જણાયે,
નવલ અમલ જામ્યો, એવી આખ્યો ગણાયે;
અ..લ ચાકલ થાયે, શી મન્દિરાક્ષિ આગે,
તરલ સરલ દૃષ્ટિ, કામીને અંગ લાગે ! ! ૫

---

( ઘ ) પશ્ય પશ્ય—જો જો

૪ શ્લોક—ગીતિ રાધા ઇ૦—યૌવનવતી ( જુવાનીવાળી ) યુવતી ( સ્ત્રી ) રાધા બાધાહારક ( કામ પીડાને ટાળનારી ) અને શચી ( ઇંદ્રાણી ) જેવી ખરી પણ હે વયસ્ય ! આ તો અલૌકિક કમળ ( રંગ વાસ, કોમળતા, સૌંદર્ય વગેરેમા કમળ સરખી) રૂપ છે એની કાન્તિ શાન્તિદ ( શાંતિ આપનારી ) છે એને હુ કેવી કહુ ?—કોની સાથે સરખાવુ ? રાધા કરતા આમા અલૌકિકપણુ વિશેષ વર્ણ્યુ છે માટે **વ્યતિરેકાલંકાર** કમળ સાથે તાદ્રૂપ્યતા વર્ણી છે માટે **રૂપક** ' પ્રતિ કેવી કહુ ? ' એમ કહીને ઉપમાનનો અભાવ બતાવ્યો છે માટે **અનન્વય** કવિતામાથી અર્થ એની મેળે ભાસે છે માટે **પ્રસાદ** નામે ગુણ છે ' રાધા—બાધા ' યુવતી-યૌવનવતી, કાંતિ-શાંતિ વગેરે સમાન અક્ષરોની ગોઠવણ કરેલી છે માટે **સમતા** નામે ગુણ છે ( અલંકાર અને ગુણના લક્ષણો ચંદ્રાલોક વગેરેમા જોવા ) એવી રીતે અલંકાર તથા ગુણ એકત્ર વર્ણ્યા છે માટે **ભૂષણ** નામે નાટ્યલક્ષણ વાપર્યું છે ( લક્ષણ દશરૂપમા જોવુ )

( ચ ) ' રુક્મિણી તે તો રુક્મિણીજ છે ' એવા કૃષ્ણના વચનથી તે દક્ષિણનાયક હતો એમ ધ્વનિત કર્યું છે અનેક સ્ત્રીઓ છતા પ્રત્યેક ઉપર સમાન પ્રીતિ ધરાવનારને દક્ષિણ નાયક કહેછે —દશરૂપ

૫ શ્લોક—માલિની વૃત્ત અમલ—નિર્મળ નવલ—નવીન—નવી કેફ લાવી

**શ્રીદામો**—મહારાજ એવી જવાન છોડીઓ તો ઘણીએ આપણે ત્યા કામકાજ કરે છે.

**કૃષ્ણદેવ**—વયસ્ય ! યુવા એ તો યુવતી માત્રને આવે છે કિન્તુ, પચશરના પચ લક્ષણુસહ યુવા એ તો યુવાજ છે (૬)

શ્લોક.

આ જે નૂતન તુ યુવા યુવતીની, કેવી જણાયે કહુ,
આહા ! શો અતનુ વિકાર ઉપજ્યો, સઘુરી જોઇ રહુ,
એ તો વામ હશે અપાર રતિમા, માને મૃદુતા બહુ,
જો જે લક્ષણ નાજનુ પ્રિય સખા, પચે હુ પૂરા લહુ ૬

**શ્રીદામો**—વયસ્ય ! ધૂમાડીના બાચકા ભરવા અને પરનારીશુ પ્રીતિ કરવી એ બન્ને કેમ ગણના હશે ?

---

હોય એવી એની આખ્યો રમ્ય છે અકલ ઇ૦—આ મદિરાક્ષી ( મદિરા સમાન સ્વચ્છ રાતી આખોવાળી સ્ત્રી )ના આગળ અકલ ( બુદ્ધિ ) પણ શી ( કેવી ) અકલ ( કળી ન શકે એવી—ગૂમ ) થાય છે ! તરલ ઇ૦—એની દૃષ્ટિ તરલ ( ચચળ ) અને સરળ ( સીધી વિકાર વિનાની ) છતા કામીના અગમા બાણની પેઠે લાગે છે ! કવિતાના પેહેલા ચરણમા ઉપમેય જુવતી અને ઉપમાન કમળનો સાધારણ ધર્મ જે સુન્દરતા તે કહ્યો નથી માટે **ધર્મલુપ્તોપમાલકાર** બીજા ચરણમા પણ એજ અલકાર છે ચોથા ચરણમા ' બાણ ' એ ઉપમાન તથા ' પેઠે ' એ વાચક, એ કહ્યા નથી માટે **વાચકોપમાનલુપ્તાલકાર** અમલ કમલ નવલ અમલ, વગેરે, કોમળ શબ્દોની રચના કરી છે માટે **પદોચ્ચય** નામે નાટ્યલક્ષણ

( ૬ ) પચશર—પાચ બાણવાળો—કામદેવ । પચ લક્ષણ—કામના પાચ લક્ષણો નીચેના શ્લોકમા કહેવાશે તે

૬ શ્લોક—શાર્દૂલવિક્રીડિત નૂતન—નવી અતનુવિકાર—કામવિકાર. વામ—વાકી. માને ઇ૦—માનમા ઘણી કોમળ હશે અર્થાત્ એ રીસાઇ છતા સેહલા ઉપાયથી મનાય એવી હશે નવી જુવાની, કામવિકારની પ્રકટતા રતિમા વાકાપણુ, માનમા કોમળતા, અને લજ્જા એ પાચ લક્ષણ કામના છે તે એનામા હુ પૂરેપૂરા લહુ ( જોઉ છુ ) આ સઘળા લક્ષણ મુગ્ધાના છે ( જુઓ દશરૂપ ) " मुग्धा नववय कामा रतौ वामा मृदु क्रुधि " " एवमन्यपि लज्जामनृत नुरागानिबधना मुग्धाव्यवहारा निबधनीया " ' નવુ વય, કામ, રતિમા વામતા ક્રોધમા કોમળતા, એ મુગ્ધાના લક્ષણ છે એજ પ્રમાણે તેની પ્રીતિ લાજથી ઢકાએલી હોય, એ વગેરે મુગ્ધાના વ્યવહાર જાણવા.

**કૃષ્ણદેવ**—( સસ્મિત ) ગોવાળીયા તે ગોવાળિયાજ ! પણ વિચાર તો કરય કે એવીને પરકીયા રાખે કોણ ? સ્વકીયા કરતા શી વાર થાય તેમ છે ! આહા ! સખા ! જો, એ કેવી મારા સામુ જુએ છે ?

શ્લોક.

નેત્રે અમી વરસતી મુજને નિહાળે,
નીચુ જુએ કમલિની સમ કઠ વાળે,
હુ જોઉ સામુ તવ એ અતિ લાજ પામે,
રી જોતી એ હૃદયુએ પ્રિય ! ના વિરામે ૭

**શ્રીદામો**—મહારાજ પરણેલી હશે તો પાપમા પડશો ! જાતિ તો નીચડી કરતા ઠી જ હશે એટલે તેનુ તો સમાધાન થયુ 'ઠીક ત્યારે કામી કહાનજી ! તમે એમો હુ તો મારે ઘેર જઇશ

**કૃષ્ણદેવ**—( ગોપનો હાથ ઝાલી ) સખા ! એમ તે થાય ? વયસ્ય ! તાર મન અમે તો કશુ નહિજ જોનાર કે ? પણ જો પરણેની હોય તો પતિ વિના એકલી કેમ હોય ? જાતિ તો હવે જાદવની જોઇ માતાએ પરણવા કહ્યુ છે અને મારી પણ ઇચ્છા તેવીજ છે વાચ્છેની વાત આપણને અનકૂળ થાય છે તે તો તારા જાણવામા છેજ પછે કહે કંઇ વાધો છે ? અરે ! જો જો મારા સામો હસ કરી અગુલિવડે મને દેખાડે છે ! ( का )

શ્લોક.

વર કર વનિતા જો, આ કરે મુજ સામો,
નિરખ નિરખ નીચુ, લાજ જાણે નકામો !

૭ શ્લોક-વસતતિલકા કમલિની-કમળનો છોડ આ કવિતાથી સત્યભામાની કૃષ્ણ ઉપરની રતિ તથા લજ્જા નામનો ભાવ વર્ણવી નાયિકાનુ મુગ્ધાપણુ ધ્વનિત કર્યુ છે

( का ) જાતિ ઇ૦–" કૃષ્ણ ધણી કન્યાઓ પરણ્યા પણ અન્યકુળની કન્યા પર ચ્યા નહિ,' એમ દેવકીએ કહ્યુ હતુ તે માટે જાદવની જાતિ જોઇને કન્યા પરણવા માતાએ કહ્યુ છે અર્થાત્ આ જાદવકુળની કન્યા છે એને મારે આજ છે વાચ્છેની ઇ૦–હે શ્રીદામા ! હુ જેની વાચ્છા કરુ છુ એવી તે કન્યા મારા ઉપર પ્રીતિ બતાવીને મને અનુકૂળ થાયછે તે તુ જોજ છે

પરખ પગખ પૂરી, પ્રેમની દૃષ્ટિ એ છે,
હરખ હરખ હૈડા ! આશપાશે ગ્રહ છે ૮

**શ્રીદામો**—નયન્ય ! વાધો તો હવે તમારે મતે થોડોકજ રહ્યો છે અને જો માનીએ તો મોટામા મોટો પણ મનાય.

**કૃષ્ણદેવ**—સખા ! તે કયો ? કહી દે પણ જો જો એના અંગ કેવા ઉત્તમ છે !

શ્લોક.

અંગો અંગે અતિશે લલિત મુખના લોચનોની દૃષ્ટિ ગાજે !
આંગુની જો અડકી અધર ઉપર હા, લજ્જાથી કેવી લાજે,
સ્કંધો ઉંચા કરી જે હૃદય કુચ નિરખે નેણુના બાણ સાજે,
પાદાંગુષ્ટે ખણેછે અવનિ અવિગતા નાયિકા લાજ કાજે ૯

**શ્રીદામો**—દેવ ! રૂક્મિણીદેવી રીસાશે તો કેમ કરશો ?

**કૃષ્ણદેવ**—એ તો કદી રીસાય તવી છેજ નહિ તારે અને એને અવળુ પડ્યુ છે માટેજ તુ એવુ બોલે છે પણ જો જો એ પંચમુખી નાગની મણી જેવા કે મણી વગરના કરવડે કોને બોલાવે છે જને બોનાનતી દશા તેનુ તો ભાગ્ય ચારૂતર ભૂમિના જન્મ જેવુજ માનવુ જોઇએ ( ક્ષ )

શ્લોક

આવી મુગ્ધા અગુલિ હલની હલની કરા મુને તેડે ?
ચન્દ્રો ચન્દ્ર નિહાળે લાગે સવિતા વદા પડે કેડે ૧૦

---

૮ શ્લોક-માનિની વૃત્ત વર ઇ૦ જો વનિતા પોતાનો વર ( ઉત્તમ ) કર મારા સામો કરછે તે તુ જો. તુ હવે નીચુ જો જો કેમકે રખેને તુ એના સામુ જોઇશ તો એ શરમાઇને જતી રહશે તો અને જોવાનો લાભ નકામો જતો રહશે

૮ શ્લોક-સ્રગ્ધરા લલિત-સુંદર સુનયના-સુંદર સ્ત્રી લોલ-ચંચળ અંગની ઇ૦ **વિતર્ક** નામે ભાવનો અનુભાવ લાજના અનુભાવ કહેછે સ્કંધા ઇ૦ સ્કંધ-ખભા પાદાગ્રે પગના અંગુઠાવડે અવિગતા એક જગો અગ્રી ઉભી રહેલી લાજ યુક્ત અનુરાગ પ્રકટ કર્યા છે માટે નાયિકાનુ મુગ્ધાપણુ ધ્વનિત કર્યુ છે

( ક્ષ ) ચારૂતર—ચરોતર. જેમ ચરોતરની ભૂમિનો જન્મ સફળ છે તેમ તેનુ ભાગ્ય પણ સફળ માનવુ

૧૦ શ્લોક—ગીતિ આવી ઇ૦—આ મુગ્ધા આવી રીતે આંગળી હલાવી હવા

